મૅક્‌મિલનનાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો

# ડીગ્લોટનું વ્યાકરણ.

## ગુજરાતી-અંગ્રેજી

## ભાગ ૧ લો

### પદ વિભાગ

કર્તા

જે. સી. નેસ્ફીલ્ડ એમ. એ.

વાયવ્ય પ્રાંતો અને અયોધ્યાના કેળવણી ખાતાંના માજી ડીરેક્ટર

મૅક્‌મિલન અને કંપનિ, લિમિટેડ

મુંબઈ, કલકત્તા, મદ્રાસ, અને લંડન

 ૧૯૨૫ કિંમત ૫ આના

## CONTENTS.

## Chapter I. પ્રકરણ પહેલું.

### THE PARTS OF SPEECH. શબ્દના વર્ગ.

The different kinds of words are called Parts of Speech.

શબ્દોની જુદી જુદી જાતોને Parts of Speech કહે છે.

PARTS OF SPEECH આઠ છે.

| | | | |
|---|---|---|---|
| 1. Noun | નામ. | 5. Ad'-verb | ક્રિયાવિશેષણ અવ્યય. |
| 2. Verb | ક્રિયાપદ. | 6. Prep-o-sit'-ion | શબ્દયોગી ,, |
| 3. Pró-noun | સર્વનામ. | 7. Con'-junc'-tion | ઉભયાન્વયી ,, |
| 4. Ad'-jec-tive | વિશેષણ. | 8. In-ter-jec'-tion | કેવળપ્રયોગી ,, |

1. A Noun is the name of a person or thing.

૧. કોઈ પ્રાણી અથવા વસ્તુના નામને Noun કહે છે; જેમકે,

Ram saw a snake in the garden.

રામે બગીચામાં એક સાપ જોયો.

અહિંઆં Ram એક માણસનું, snake એક જાનવરનું, અને garden એક ચીજનું નામ છે, તેથી આ બધાં Noun કહેવાય છે

2. A verb is a word by means of which we can say something about a person or thing.

૨. જે શબ્દની મદદ વડે આપણે કોઈ માણસ અથવા વસ્તુ વિષે કંઈ કહી શકીએ છીએ, તે Verb કહેવાય છે; જેમકે,

Ten men fell from the top of a house

દસ માણસો ઘરના મોભારા પરથી પડી ગયા.

અહિંઆં fell ની મદદથી આપણે દસ માણસો વિષે કાંઈ કહ્યું, એટલે કે તેઓ ઘરના મોભારા પરથી પડી ગયા.

3. A Pronoun is a word used instead of a Noun.

૩. જે શબ્દ Noun ને બદલે વપરાય છે, તે Pronoun કહેવાય છે; જેમકે,

I told Ram that the snake which he saw in the

garden would do him no harm, if he let it go its own way.

મેં રામને કહ્યું કે જે સાપ તમે બાગમાં જોયો હતો, તેને જો તમે તેને રસ્તે જવા દેશો, તો તમને કાંઈ પણ ઈજા કરશે નહિ.

અહિંઆં I પહેલા પુરુષને માટે, he અને him રામને માટે, અને it, which, its સાપને માટે વપરાયા છે, તેથી આ બધાં Pronoun કહેવાય છે.

4. An Adjective qualifies [ that is, adds something to the meaning of ], a noun or pronoun.

૪. જે શબ્દ Noun અથવા Pronoun નો ગુણ બતાવે છે, એટલે કે તેના અર્થમાં વધારો કરે છે, તેને Adjective કહે છે; જેમકે,

A strong man killed a fierce tiger.

એક જોરાવર માણસે એક વિકરાળ વાઘને મારી નાખ્યો.

અહિઆં strong માણસનો અને fierce વાઘનો ગુણ બતાવે છે તેથી strong અને fierce બન્ને Adjective કહેવાય છે.

5. An Adverb qualifies a verb, an adjective, or another Adverb.

૫. જે શબ્દ કોઈ Verb, Adjective અથવા બીજા કોઈ Adverb નો ગુણ બતાવે છે તે Adverb કહેવાય છે; જેમકે,

An almost black snake crept very quickly through the grass.

એક લગભગ કાળો સાપ ઘાસમાં થઈને ઘણી ઝડપથી ચાલ્યો ગયો.

અહિંઆં almost કાળાનો, quickly ચાલવાનો, અને very ઝડપથી નો ગુણ બતાવે છે, તેથી આ બધાં Adverb કહેવાય છે.

6. A Preposition is a word placed before a noun or pronoun, to show in what relation its object stands to something else.

૬. Noun અથવા Pronoun'નો સંબધ કોઈ બીજી વસ્તુ સાથે શો છે તે બતાવવાને Noun અથવા Pronoun ની પહેલાં જે શબ્દ મૂકવામાં આવે છે, તે Preposition કહેવાય છે; જેમકે,

I place my hand on the table.

હું ટેબલ ઉપર મારો હાથ મૂકું છું.

જો તમે on શબ્દ પડતો મૂકો અને એમ કહો કે I place my hand the table, તો તેનો કંઈ અર્થ નીકળતો નથી; કારણ કે ટેબલ પર અથવા ટેબલની ઉપર અથવા ટેબલ નીચે તમે પોતાનો હાથ મૂકી શકો છો, અને જો તમે કોઈ Preposition લગાડો નહિ તો ટેબલ અને હાથનો કંઈ સંબંધ જણાઈ શકતો નથી.

7. A Conjunction joins one word to another word or one sentence to another sentence.

૭. Conjunction એક શબ્દને બીજા શબ્દ સાથે અથવા એક વાક્યને બીજા વાક્ય સાથે જોડે છે; જેમકે, Ram and his brother came before our friend saw us.

અમારા મિત્રે અમને જોયા તે પહેલાં રામ અને તેનો ભાઈ આવ્યા.

અહિઆં and ની મદદથી brother અને Ram જોડાયલા છે, અને before ની મદદથી પહેલું વાક્ય બીજા વાક્ય સાથે જોડાયલું છે.

8. An Interjection is a word thrown into a sentence to express some feeling of the mind.

૮ મનની કોઈ લાગણી દર્શાવવાને માટે જે શબ્દ વાક્યમાં દાખલ કરવામાં આવે છે, તેને Interjection કહે છે; જેમકે,

Hurrah ! I have found my watch.

Oh ! how foolish I was to lose it !

અહાહા ! મને મારી ઘડીઆળ જડી આવી છે.

અરે ! મેં કેવી મૂર્ખાઈ કરી કે તે ખોઈ નાખી !

અહિંઆં Hurrah હર્ષની લાગણી અને Oh શોકની લાગણી દર્શાવે છે.

---

## Chapter II. પ્રકરણ બીજું.

### NOUNS. નામ.

1. A Noun is the name of some person or thing.

૨. જ્યારે Noun કોઈ ખાસ માણસ અથવા વસ્તુનું નામ હોય છે, જેમકે, રામ, લખનૌ, તો તેને Proper noun કહે છે.

૩. પરંતુ જ્યારે કોઈ નામ સામાન્ય હોય છે એટલે એકજ જાતની હરેક વસ્તુને લાગુ પડે છે, તો તેને Com-mon noun કહે છે; જેમકે,

A snake creeps along the ground.

સાપ જમીન પર પેટે ચાલે છે.

અહિંઆં સાપના કોઈ ખાસ નામ માટે નહિ, પણ હરકોઇ સાપને માટે snake શબ્દ વપરાયલો છે.

૪. જ્યારે Noun એક કરતાં વધારે નહિ પણ એકજ ચીજ દર્શાવે છે, ત્યારે તે Sin′-gular માં છે એમ કહેવાય છે; જેમકે, Cow ગાય.

૫. પરંતુ જ્યારે Noun એક કરતાં વધારે એટલે કેટલીક ચીજો દર્શાવે છે, તો તે Plu-ral માં છે એમ કહેવાય છે; જેમકે, Cows ગાયો.

ટીપઃ—Proper noun એકજ ખાસ માણસ અથવા વસ્તુ દર્શાવે છે, તેથી તે Singular જ હોય છે; પણ Common noun એક અથવા એકથી વધારે વસ્તુઓ દર્શાવે છે, તેથી તે Singular અથવા Plural બન્ને હોઈ શકે છે.

૬. Plural બનાવવાનો સામાન્ય નિયમ એવો છે કે Singular ને *s* લગાડવો; જેમકે,

| *Singular.* | | *Plural.* | |
|---|---|---|---|
| Cow | ગાય | cows | ગાયો |
| Boy | છોકરો | boys | છોકરા |
| Bird | પક્ષી | birds | પક્ષીઓ |
| House | ઘર | houses | ઘર |
| Star | તારો | stars | તારા |
| Flea | ચાચડ | fleas | ચાંચડ |

પણ જો Noun ને છેડે *s*, *x*, *sh*, કે *ch* આવે, તો Singular ને *es* લગાડવાથી Plural બને છે; જેમકે,

| *Singular.* | | *Plural.* | |
|---|---|---|---|
| Glass | કાચ | glasses | કાચ |
| Box | પેટી | boxes | પેટીઓ |
| Brush | બ્રશ | brushes | બ્રશ |
| Branch | ડાળી | branches | ડાળીઓ |

૭. જો Noun નો અંત્યાક્ષર *y* હોય અને ઉપાંત્યાક્ષર કોઈ વ્યંજન હોય તો *y* નો *ies* કરવાથી તેનું Plural થાય છે.

| *Singular.* | | *Plural.* | |
|---|---|---|---|
| Fly | માખ | flies | માખો |
| Duty | ફરજ | duties | ફરજો |
| Army | ફોજ | armies | ફોજો |
| Cry | બૂમ | cries | બૂમો |

પરંતુ *y* ની પહેલાં કોઇ vowel આવે તો ઉપર લખેલી છઠ્ઠી કલમ પ્રમાણે Singular ને *s* લગાડવાથી Plural થાય છે; જેમકે,

| *Singular.* | | *Plural.* | |
|---|---|---|---|
| Day | દિવસ | days | દિવસો |
| Boy | છોકરો | boys | છોકરા |
| Monkey | વાંદરો | monkeys | વાંદરા |
| Play | ખેલ | plays | ખેલો |

૮. જો Noun ને છેડે *f* અથવા *fe* આવે તો બહુવચન કરતી વખતે *f* અથવા *fe* નો *ves* થાય છે; જેમકે,

| *Singular.* | | *Plural.* | |
|---|---|---|---|
| Wife | સ્ત્રી | wives | સ્ત્રીઓ |
| Life | જિંદગી | lives | જિંદગીઓ |
| Wolf | વરૂ | wolves | વરૂઓ |
| Calf | વછેરૂં | calves | વાછરડાં |
| Shelf | અભરાઈ | shelves | અભરાઇઓ |
| Leaf | પાંદડું | leaves | પાંદડાં |
| Thief | ચોર | thieves | ચોરો |

## EXCEPTIONS. અપવાદ.

(*a*) કેટલાંક Noun એવાં છે કે તેમના Singular ને *s* અથવા *es* લગાડવાથી Plural થતું નથી, પણ શબ્દની અંદરના કોઈ vowel ને બદલી નાખવાથી થાય છે; જેમકે,

| *Singular.* | | *Plural.* | |
|---|---|---|---|
| Tooth | દાંત | teeth | દાંત |
| Foot | પગ | feet | પગ |
| Goose | હંસ | geese | હંસો |
| Man | માણસ | men | માણસો |
| Mouse | ઉંદર | mice | ઉંદરો |

(*b*) ત્રણ શબ્દો એવા છે કે તેમનું Plural *en* લગાડવાથી થાય છે; જેમકે,

| | | | | | |
|---|---|---|---|---|---|
| Ox, | oxen. | Child, | children. | Brother, | brethren. |
| બળદ, | બળદો. | બાળક, | બાળકો. | ભાઈ, | ભાઈઓ. |

(*c*) કેટલાંક Noun એવાં છે કે તેમનું Plural અને Singular નું રૂપ એક સરખુંજ હોય છે; જેમકે,

| *Singular.* | | *Plural.* | |
|---|---|---|---|
| Deer | હરણ | deer | હરણો |
| Sheep | ઘેટું | sheep | ઘેટાં |
| Fish | માછલું | fish | માછલાં |
| Pice | પૈસો | pice | પૈસા |
| Pair | જોડ | pair | જોડ |
| Dozen | ડઝન | dozen | ડઝન |

૯. જ્યારે *s* ની પહેલાં comma લગાડવામાં આવે છે જેમકે *cow's* માં, તો તે Plural થતું નથી પણ Singular જ રહે છે અને છઠ્ઠી વિભક્તિના અર્થમાં વપરાય છે. આને pos-ses-sive કહે છે; જેમકે,

| | | | |
|---|---|---|---|
| A cow's tail | ... | ગાયનું પુંછડું | ... |
| A man's head | ... | માણસનું માથું | ... |
| The sun's light | ... | સૂર્યનું અજવાળું | ... |

## EXERCISE I.

### TO POINT OUT NOUNS.

( *a* ) *Point out all the Nouns in the following sentences;*

1. A snake bit ten men. Lucknow is a city in northern India. There are many cities in India, and many smaller towns, and an immense number of villages. The ass's back is loaded with a heavy burden of bricks. The clothes you wear have been lately washed with soap and water. James has a fine dog. The cat and dog which you see live in the same house, and they are great friends.

2. The girl's hair is long and thick. The earth goes round the sun in one day and night. You will lose your book if you leave it in that place. The teacher told you to hang your cap on the peg against the wall of the hall, and to place your book on the shelf. Milk is taken from goats and cows, but cow's milk is the better of the two for most persons. That tree has fine branches and leaves of a bright green colour.

3. Every leaf has a sharp point at the end. Boys are sometimes like monkeys in their play. The cries of animals are not at all the same; a horse neighs; a dog barks; a cat mews; a pig grunts; an elephant trumpets; an ass brays; an ox lows. We shall lose our way in this wood; so we must return to the public road before night comes on. The wolf in that forest killed many calves, and no one heard their cries for help. Flies give me much trouble. The thieves, who robbed the house of my friend in Calcutta, were caught by a man who saw them from the top of a wall. Flies are more easily killed than fleas.

4. A flea can flee away, but a fly flies away. The stars shine through the branches of that tree. He caught a dozen fish in the river with his hook and line. He brought three boxes of books with him to school. His school is at Simla, but mine is at Bombay. The cat caught two mice this morning. In my field there are seven sheep, two deer, and two pair of oxen. I have no pice left.

5. The feet of men are larger than those of women; but the teeth are about the same in size. The sun's light is brighter than the moon's; but the moon's rays are not so hot as those of the sun. A boy's head has less hair than a monkey's. The days in all places are hotter than the nights. Parents must do their duty to their children. Duties must not be neglected. Joseph had eleven brethren, who sold him as a slave to some merchants who were going to Egypt. Valleys are hotter than the tops of hills.

*( b ) Point out all the Proper and all the Common Nouns in the above sentences*

*(c) Point out all the Possessive Nouns in the above sentences.*

*(d) Point out all the Siugular and all the Plural Nouns in the above sentences.*

*( e ) Change every Singular Noun into Plural and every Plural into Singular.*

## VOCABULARY TO EXERCISE I.

| | | | |
|---|---|---|---|
| 1. Snake | સાપ | Heavy | ભારે |
| Bit | કરડયો | Burden | બોજો |
| Ten | દસ | Bricks | ઇંટો |
| City | શહેર | Clothes | લુગડાં |
| Northern | ઉત્તર દિશા તરફનો | Wear | પહેરો છો |
| Smaller | વધારે નાના | Lately | થોડા વખત ઉપર |
| Towns | કસબા | Have been washed | ધોવામાં આવ્યાં છે |
| Immense | અનહદ | Soap, | સાબુ |
| Number | સંખ્યા | Water | પાણી |
| Village | ગામડું | Fine | સરસ |
| Ass | ગધેડું | Dog | કુતરો |
| Back | પીઠ | Cat | બિલાડી |
| Is loaded | લાદેલી હોય છે | | |

| | |
|---|---|
| To see | જોવું |
| Live | રહે છે |
| The same | એકજ |
| Friends | મિત્રો |
| 2. Girl | છોકરી |
| Hair | વાળ |
| Long | લાંબા |
| Thick | જાડા |
| Earth | પૃથ્વી |
| Goes | જાય છે |
| Sun | સૂર્ય |
| Night | રાત |
| To lose | ખોવું |
| Book | ચોપડી |
| If | જો |
| To leave | પડતું મૂકવું |
| Place | જગા |
| Teacher | શિક્ષક |
| Told | કહ્યું |
| To hang | ભેરવવું |
| Cap | ટોપી |
| Peg | ખીંટી |
| Wall | ભીંત |
| Hall | ઓરડો |
| To place | મૂકવું |
| Shelf | અભરાઈ |
| Milk | દૂધ |
| Is taken | મેળવાય છે |
| Goat | બકરી |
| Better | વધારે સારૂં |
| Most | ઘણુંખરા |
| Persons | માણસો |
| Tree | ઝાડ |
| Bright | ચળકતું |
| Green | લીલું |
| Colour | રંગ |
| 3. Every | દરેક |
| Sharp | તીક્ષ્ણ |
| Point | અણી |
| End | છેડો |
| Sometimes | કોઈ કોઈ વખતે |
| Animal | જનાવર |
| Horse | ઘોડો |
| To neigh | ખોંખારવું |
| To bark | ભસવું |
| To mew | મીઆંઉં / મીઆંઉં કરવું |
| Pig | ડુક્કર |
| To grunt | ઘુરઘુર કરવું |
| Elephant | હાથી |
| To trumpet | તડુકવું |
| To bray | ભૂંકવું |
| To low | ભરાડવું |
| To lose way | ભૂલા પડવું |
| Wood | જંગલ |
| Must | જોઇએ |

| | |
|---|---|
| To return | પાછા ફરવું |
| Public | સાર્વજનિક |
| Road | રસ્તો |
| Before | પહેલાં |
| Comes on | પડે |
| Wolf | વરૂ |
| Forest | જંગલ |
| To kill | મારી નાખવું |
| To hear | સાંભળવું |
| For help | મદદ માટેની |
| To give | આપવું |
| Trouble | તકલીફ |
| To rob | લૂટવું, ચોરવું |
| Were caught | પકડાયા હતા |
| Top | મથાળું |
| 4. To flee away | નાસી જવું |
| To fly away | ઊડી જવું |
| To shine | ચળકવું |
| Dozen | બાર |
| River | નદી |
| Hook | ગલ |
| Line | દોરી |
| He Brought | તે લાવ્યો |
| School | નિશાળ |
| Morning | સવાર |
| Field | ખેતર |
| Left | બાકી રહેલો |
| Larger | વધારે મોટું |
| 5. About | લગભગ |
| Size | કદ |
| Light | અજવાળું |
| Moon | ચંદ્ર |
| Ray | કિરણ |
| Hot | ગરમ |
| Head | માથું |
| Less | ઓછા |
| Parent | માબાપ |
| Must do | બજાવવી જોઈએ |
| To be neg-lected | અનાદર થવો |
| Eleven | અગિઆર |
| To sell | વેચવું |
| Slave | ગુલામ |
| Merchant | વેપારી |
| Egypt | મિસર |
| Valley | ખાણ |
| Hill | ટેકરી |

# Chapter III, પ્રકરણ ત્રીજું.

## GENDER OF NOUNS. નામની જાતિ.

1. That difference in the form of a Noun, which shows whether we are speaking of a male or female is called Gender.

૧. Nounના રૂપના જે તફાવતથી આપણે નર અથવા માદા પારખીએ છીએ તે રૂપને Gender કહે છે.

૨. નરના નામને Masculine કહે છે; જેમકે, man. માદાના નામને Feminine (નારી) કહે છે; જેમકે, woman. નિર્જીવ પદાર્થો Masculine કે Feminine હોતા નથી; આવી ચીજોનાં નામને Neuter કહે છે; જેમકે, house. જે શબ્દ Masculine અને Feminine, બન્નેમાં વાપરી શકાય છે તે Common કહેવાય છે; જેમકે, Parent (માબાપ), Child (છોકરો–છોકરી).

૩. Masculine અને Feminine ત્રણ જુદી જુદી રીતોથી ઓળખાય છે.

### I.—BY A CHANGE OF ENDING.

| | | | |
|---|---|---|---|
| Actor | નાયક | Actress | નાયિકા |
| Author | ગ્રંથકર્તા | Authoress | ગ્રંથકર્ત્રી |
| Duke | નવાબ | Duchess | બેગમ |
| Emperor | શાહનશાહ | Empress | શાહનશાહબાનુ |
| Giant | રાક્ષસ | Giantess | રાક્ષસી |
| God | દેવ | Goddess | દેવી |
| Heir | વારસ | Heiress | વારસણ |
| Host | ઘરધણી | Hostess | ઘરધણીઆણી |
| Hunter | શિકારી | Huntress | શિકારણ |
| Lad | છોકરો | Lass | છોકરી |
| Lion | સિંહ | Lioness | સિંહણ |
| Hero | બહાદુર માણસ | Heroine | બહાદુર સ્ત્રી |
| Master | શેઠ | Mistress | શેઠાણી |
| Murderer | ખૂની (માણસ) | Murderess | ખૂની (સ્ત્રી) |

| | | | |
|---|---|---|---|
| Negro | સીદી | Negress | સીદણ |
| Patron | મુરબ્બી(પુ.) | Patroness | મુરબ્બી (સ્ત્રી) |
| Poet | કવિ ( પુ. ) | Poetess | કવિ ( સ્ત્રી ) |
| Priest | ગોર | Priestess | ગોરાણી |
| Prince | રાજકુંવર | Princess | રાજકુંવરી |
| Prophet | ભવિષ્યવાદી | Prophetess | ભવિષ્યવાદેણ |
| Shepherd | ભરવાડ | Shepherdess | ભરવાડેણ |
| Songster | ગવૈયો | Songstress | ગવૈયેણ |
| Tiger | વાઘ | Tigress | વાઘેણ |
| Widower | વિધુર | Widow | વિધવા |

## 2.—BY A CHANGE OF WORD.

| | | | |
|---|---|---|---|
| Boar | ડુક્કર ( નર ) | Sow | ડુક્કર (માદા) |
| Boy | છોકરો | Girl | છોકરી |
| Brother | ભાઈ | Sister | બેન |
| Bull | સાંઢ | Cow | ગાય |
| Bullock | આખલો | Heifer | વાછરડી |
| Cock | મરઘો | Hen | મરઘી |
| Buck | હરણ | Doe | હરણી |
| Dog | કુતરો | Bitch | કુતરી |
| Drake | બતક (નર) | Duck | બતક (માદા) |
| Earl | અમીર | Countess | અમીરજાદી |
| Father | બાપ | Mother | મા |
| Monk | સાધુ | Nun | સાધુડી |
| Gentleman | ગૃહસ્થ | Lady | બાનુ |
| Bachelor | કુંવારો | Maid | કુંવારી |
| Horse | ઘોડો | Mare | ઘોડી |
| Husband | ધણી | Wife | ધણીઆણી(જોરૂ ) |
| King | રાજા | Queen | રાણી |
| Lord | ઉમરાવ | Lady | ઉમરાવજાદી |
| Man | પુરૂષ | Woman | સ્ત્રી |
| Nephew | ભત્રીજો | Niece | ભત્રીજી |
| Ram | ઘેટો | Ewe | ઘેટી |

| | | | |
|---|---|---|---|
| Sir | સાહેબ | Madam | મડમસાહેબ |
| Son | દીકરો | Daughter | દીકરી |
| Stag | સાબર (નર) | Hind | સાબર ( માદા ) |
| Uncle | કાકો | Aunt | કાકી |
| Wizard | જાદુગર | Witch | જાદુગરણી |
| Gander | રાજહંસ | Goose | રાજહંસણી |
| Hart | હરણ | Roe | હરણી |

3.—BY PLACING A WORD BEFORE OR AFTER.

| | | | |
|---|---|---|---|
| He-goat | બકરો | She-goat | બકરી |
| Land-lord | ઘરધણી | Land-lady | ઘરધણીઆણી |
| Man-servant | ચાકર | Maid-servant | ચાકરડી |
| Grand-father | દાદો-નાનો | Grand-mother | દાદી-નાની |
| Bride-groom | વર | Bride | કન્યા |
| Great-uncle | દાદો-નાનો | Great-aunt | દાદી-નાની |
| Pea-cock | મોર | Pea-hen | ઢેલ |
| Cock-sparrow | ચકલો | Hen-sparrow | ચકલી |

4.—EXAMPLES OF NOUNS IN THE COMMON GENDER.

| | | | |
|---|---|---|---|
| Parent | માબાપ | Person | માણસ( પુરુષ કે સ્ત્રી ) |
| Relation | સગા-સગી | Pupil | ચેલો-ચેલી |
| Friend | મિત્ર ( પુ.-સ્ત્રી. ) | Orphan | નબાપો-નબાપી |
| Cousin | પિત્રાઈભાઈ કે બેન | Sheep | ઘેટો ઘેટી |
| Bird | પક્ષી ( નર માદા ) | Elephant | હાથી-હાથેણ |
| Fowl | મરઘો-મરઘી | Camel | ઊંટ-ઊંટણી |
| Deer | હરણ-હરણી | Calf | વાછરડો-વાછરડી |
| Baby | બાળક-બાળકી | Foal | વછેરો-વછેરી |
| Infant | નાનો-છોકરો-છોકરી | Student / Scholar | વિદ્યાર્થી (નર કે નારી) |
| Servant | ચાકર-ચાકરડી | | |
| Monarch | રાજા-રાણી | Teacher | શિક્ષક ( પુ.-સ્ત્રી. ) |

## EXERCISE II.

## TO POINT OUT THE GENDERS OF NOUNS.

( *a* ) *Point out the Genders of all the Nouns noted below:*—

1. How many *students* have you in this *room* under that *teacher*? I like to see a good *actress*, but the *voice* of a good *songstress* is still better. The *Prince* and *Princess* were *Pupils* of the same *teacher* who taught me when I was a *child* of ten *years* of *age*. My *great-uncle* is seventy *years* of age, and my *great-aunt* is sixty-five. I have a pet *bird* in my *cage* and the *child* likes to hear its *chirp*.

2. Among the *sheep* in that *Field*, there is only one *ram* and fifteen *ewes*. The *doe* and *roe* are great *friends* The *maid-servant* does the *work* in the house; the *man-servant* does that in the *garden*; both *servants* get good *pay* I have not seen my *cousin* for two *years*. A *drake* is not so large as a *gander*, and a *duck* is not so large as a *goose*

3. What is the *name* of that *person* who visited at our *house* this *evening*? The *wizard* played us some clever *tricks*. A *gentleman* and *lady*, who seemed to be *husband* and *wife*, knocked at the *door* of the *house*; the *servant* told them to enter, and called the *man sir* and the *woman madam*. I have three *nephews* and two *nieces*; their *parents* live a few *miles* from our *town*.

4. *Fowls* make much *dirt* and *noise*, and the *crowing* of a *cock* wakes *persons* up from their *sleep* before the *sun* has risen. The *tigress* has two *cubs*, and the *hunter* has not yet found their *lair*. He has been a *widower* ever since his *wife* died. He has one *son* and two *daughters*. These are his only *children*. The *foal* in my *field* was born on the same day as the *calf*. Five *lads* and four *lasses* are playing in the *grass*. My son will be the *heir* to all my *property*.

5. I have no *daughter*, and therefore I cannot have an *heiress*. My *friend* lives a few *miles* away from my own *house*. An *elephant* is larger than any other *animal* that lives on *land*. The *whale* is the largest *animal* that lives in *water*. I hope you will

give some *help* to this poor little *orphan*. Its *parents* both died a few *months* ago. I shall require a strong *camel* to carry these two heavy *boxes* for so many *miles*.

(b). *Change every Masculine into Feminine, and every Feminine into Masculine.*

## VOCABULARY TO EXERCISE II.

| | | | |
|---|---|---|---|
| 1. How many | કેટલા | Clever Tricks | હાથ ચાલાકીના ખેલ |
| Room | ઓરડી | To seem | માલમ પડવું |
| To like | પસંદ કરવું | To knock | દરવાજો ઠોકવો |
| Voice | અવાજ | Door | દરવાજો |
| To teach | શીખવવું | To enter | અંદર આવવું |
| Year | વર્ષ | To call | બોલાવવું |
| Age | ઉમ્મર | To live | રહેવું |
| Seventy | સિત્તેર | Few | થોડા |
| Sixty-five | પાંસઠ | Mile | માઇલ |
| Pet | પ્યારું | 4. Noise | શોરબકોર |
| Cage | પાંજરું | Dirt | ગલીચો |
| To hear | સાંભળવું | Crowing | કુકરે કુક |
| Chirp | ચકચક | To wake up | જગાડવું |
| 2. Among | દરમિયાન | Sleep | ઊંઘ |
| Fifteen | પંદર | To rise | ઊગવું |
| Work | કામ | Cub | વાઘનું બચ્ચું |
| House | ઘર | To find | શોધી કાઢવું |
| Garden | બાગ | Lair | બોડ |
| To get | મેળવવું | Ever since | ત્યારથી |
| Pay | પગાર | To die | મરી જવું |
| Large | મોટો | To be born | જન્મવું |
| 3. Name | નામ | Grass | ઘાસ |
| To visit | જોવા આવવું | Property | મિલકત |
| Evening | સાંજ | 5. Animal | જાનવર |
| To play | રમવું | | |

| | | | |
|---|---|---|---|
| Other | બીજું | Both | બન્ને |
| Land | જમીન | Months | મહીના |
| Whale | વેઈલ | Ago | અગાઉ |
| Water | પાણી | To require | જરૂર પડવી |
| Hope, | આશા રાખું છું | Strong | મજબૂત |
| Poor | ગરીબ | To carry | લઈ જવું |
| Little | નાની ઉમ્મરનું | Heavy | ભારે |

## VOCABULARY TO EXERCISE III.

| | | | |
|---|---|---|---|
| Lock | તાળું | Key | કુંચી |
| Cheese | પનીર | Shoe | ખાસડું |
| Moss | લીલ | Dozen | ડઝન |
| Cure | આરામ | | |

## EXERCISE III.

### GIVE THE PLURAL NUMBERS OF THE NOUNS NOTED BELOW.

Parent, sow, wife, lady, niece, ewe, goose, man, duck, child, pair, poet, sheep, dog, monkey, deer, elephant, lad, lass, maid, foot, calf, fly, flea, bird, ox, box, lock, life, woman, pice, fish, hair, host, prince, nephew, uncle, hunter, roe, servant, gander, tooth, fish, mouse, actor, wolf, cry, master, mistress, field, cheese, moss, cure, key, shoe, dozen.

## Chapter IV. પ્રકરણ ચોથું.

### PRONOUNS. સર્વનામ.

1. A Pronoun is a word used instead of a Noun.

### PERSONAL PRONOUNS.

૨. Personal—કહેવાનું કારણ એટલુંજ કે તે ત્રણ Persons ને માટે વપરાય છે, એટલે:—

First person પહેલો પુરુષ અથવા વાત કરનાર

Second person બીજો પુરુષ અથવા જેની સાથે વાત કરવામાં આવે તે.
Third person ત્રીજો પુરુષ અથવા જેને વિષે વાત કરવામાં આવે તે.

૩—Personal નાં રૂપ નીચે પ્રમાણે છે:—

*Singular*

| *Person.* | | | | | | |
|---|---|---|---|---|---|---|
| *First* | I | હું | me | મને | myself | હું પોતે |
| *Second* | Thou | તું | thee | તને | thyself | તું પોતે |
| *Third* | He / She / It | તે | him / her / it | તેને | himself / herself / itself | તે પોતે |

*Plural.*

| *Person.* | | | | | | |
|---|---|---|---|---|---|---|
| *First* | We | અમે | us | અમને | ourselves | અમે પોતે |
| *Second* | You | તમે | you | તમને | yourselves | તમે પોતે |
| *Third* | They | તેઓ | them | તેમને | themselves | તેઓ પોતે |

૪. જ્યારે આ Pronoun કબજો અથવા માલકીપણું બતાવે છે ત્યારે તેનાં રૂપ નીચે પ્રમાણે થઈ જાય છે, અને તે Possessive કહેવાય છે:—

*Singular.*

| *Person.* | | | | |
|---|---|---|---|---|
| *First* | My, mine | મારો | my own | મારો પોતાનો |
| *Second* | Thy, thine | તારો | thy own | તારો પોતાનો |
| *Third* | Her, hers, / Its | તેનો | his own / her own / its own | તેનો પોતાનો |

*Plural.*

| *Person.* | | | | |
|---|---|---|---|---|
| *First* | Our, ours | અમારો | Our own | અમારો પોતાનો |
| *Second* | Your, yours | તમારો | Your own | તમારો પોતાનો |
| *Third* | Their, theirs | તેઓનો | Their own | તેઓનો પોતાનો |

## RELATIVE PRONOUN.

૫. Relative કહેવાનું કારણ એટલુંજ કે પહેલાં આવેલા કોઈ noun અથવા pronoun સાથે તે relation અથવા સંબંધ દર્શાવે છે. આ પહેલાં આવેલા noun અથવા pronoun ને Antecedent કહે છે.

૬. Relative'નાં રૂપ નીચે પ્રમાણે છે :—

| | | | |
|---|---|---|---|
| Who | જે | Which / What | જે-જેને |
| Whose | જેનો | | |
| Whom | જેને | As | જેવો |

નીચે આપેલા દાખલાઓમાં Relative અને તેમનો Antecedent બતાવો :—

This is the man on whom I depended.

જેના ઉપર મેં ભરોસો રાખ્યો તે આ માણુસ છે.

The book is lost, the leaves of which were torn.

જેનાં પાનાં ફાટી ગયાં છે તે ચોપડી ખોવાઈ ગઈ છે.

Where is the rat that made a hole through the wall ?

જેણે ભીંતમાં કાણું પાડયું હતું તે ઉંદર કયાં છે ?

The man has just come who lent me a rupee.

જેણે મને રૂપીઓ ઉછીનો આપ્યો હતો તે માણુસ હમણાં આવ્યો છે.

My cow was not such a fine one as yours is.

જેવી તમારી ગાય સુંદર છે તેવી મારી નહોતી.

The man is dead whose house we live in.

જેના ઘરમાં અમે રહીએ છીએ તે માણુસ મરી ગયો.

## INTERROGATIVE PRONOUNS.

૭. જેની મદદથી કંઈ પ્રશ્ન પૂછી શકાય તે Interrogative કહેવાય છે. તે નીચે પ્રમાણે છે :- who કોણ, whose કોનું, whom કોને, what શું, which કયો.

### દાખલા.

Who spoke ? ... કોણ બોલ્યું ?
Of whom did he speak ? ... તે કોના વિષે બોલ્યો ?
What did he say ? ... તેણે શું કહ્યું ?
Whose book is that ? ... પેલી ચોપડી કોની છે ?
Among these horses. ... આ ઘોડાઓમાંથી તમને સૌથી
Which do you like best ? ... વધારે કયો પસંદ છે ?

## EXERCISE IV.

### TO POINT OUT PRONOUNS.

( a. ) *Point out all the Pronouns in the following sentences.*

We must thank the man who did us that kindness. He did it because he wished to help us in our trouble. The cat is licking its own hair. What is the use of stopping me from doing my work ? Every one must do his own work, for no one will do it for him. They covered themselves with warm clothes, and no one took off his own coat.

2 In such a cold air as this, everyone must keep himself warm. The dog is wagging its tail as quickly as it can She found her lost boot in her own room, and took more care of it from that day. The box that you lost has been found. It was not such a large one as mine. To whom can I tell the news if I cannot tell it to you ? Which of these books is most fit to be given him for the prize that he has earned ? This is the house that Jack built

3. The leaves of my book have been torn; who did it ? What did he see in the hole that he found under the wall of his father's house ? Who gave you leave to leave off the work that I ordered you to do ? By what time will the work be finished ? I cannot now repay the rupee that you lent me, but you shall have it back from me in a day or two. He has no fear about himself for he does not know his own danger.

4. He has much work before him, but he will finish it in time, if he is left to do it in his own way. The fault was mine, not thine. No blame can be given to such as you are,—a man who is trusted by all men, and whom everyone believes to be his friend. The cat that caught the mouse in my room was lent to me by you. I shall send it back to your house to-morrow. Whose book is that ? It is not such a book as I should have chosen.

( b ) *Among the above Pronouns show which are Personal, Possessive, Relative, or Interrogative.*

( c. ) *Among the Personal Pronouns, show which are Singular and which plural.*

( d. ) *Change all the Personal Pronouns that are Singular into Plural ones, and all the Plural ones into Singular.*

## VOCABULARY TO EXLRCISE IV.

| | | | |
|---|---|---|---|
| 1. To thank | ઉપકાર માનવો | Prize | ઇનામ |
| Kindness | મહેરબાની | To earn | મેળવવું |
| Because | કારણ કે | To build | બાંધવું |
| To wish | ઇચ્છવું | 3. Leaves | પાંનાં |
| To help | મદદ કરવી | Have been torn | ફાડી નાખવામાં આવ્યાં છે. |
| Trouble | મુસીબત | Hole | કાણું |
| To lick | ચાટવું | Leave | રજા |
| Use | ઉપયોગ | To leave off | પડતું મૂકવું |
| To stop | અટકાવવું | To order | હુકમ કરવો |
| To cover | ઢાંકવું | By what time | કેટલી વારમાં |
| Warm | ગરમ | To finish | પૂરૂં કરવું |
| Clothes | લુગડાં | To repay | પાછું આપવું |
| To take off | ઉતારવાં | To lend | ઉછીનું આપવું |
| Coat | કોટ | Fear | ડર |
| 2. Cold | ઠંડું | To know | જાણવું |
| Air | પવન | Danger | ભય |
| To wag | હલાવવું | | |
| Tail | પુંછડી | | |
| Quickly | જલદી જલદી | 4. Fault | વાંક |
| To find | શોધી કાઢવું | Blame | ઠપકો |
| Lost | ખોએલું | To be trusted | ભરોસો રાખવો |
| Boot | બૂટ | To believe | માનવું |
| Care | સંભાળ | To lend | માગ્યુ આપવું. |
| News | ખબર | To send | મોકલવું |
| Fit | લાયક | To choose | પસંદ કરવું |

## EXERCISE V.

### TO PUT PRONOUNS FOR NOUNS.

*Put Pronouns instead of the Nouns noted below :*

1. This bush gives fine roses; the *roses* give a sweet scent when the *roses* are fully bloomed. The sun's rays are hottest when the *sun's rays* are not shaded by a cloud. Three dogs chased a single cat: but the cat was not caught by *the dogs; for the cat* ran up a fence, which *the dogs* could not jump The boy is now going home for the holidays, which *the boy* has earned by *the boy's* hard work.

2. The pen which you gave me should be mended; for *the pen's* point was broken, when *the pen* fell from the table That boy is fond of flying a kite; but *the boy* cannot fly *the kite* very high, because the string tied to *the kite* is not long enough. Bricks are made of clay, and when *the clay* has been well burnt, *the bricks* are very strong This house has eight rooms, and all of *the rooms* are dry and airy.

3. My sister has lost the book, which I lent to *my sister* a few days ago, so that *my sister* might read the story written in *the book* The plums in our garden are sour, because the ground in which *the plums* grow has not had as much rain and sun as is needed by *the plums*. I am fond of a garden, when *the garden* is well kept and the beds *of the garden* are filled with flowers.

4. Glass is a very useful thing, because *a glass* admits light, while at the same time *a glass* shuts out rain and dust. I like a cow better than a bull, because *a cow* gives milk, and no one fears *a cow* unless *the cow* thinks that *the cow's* calf is in danger The prince and princess have come, and *the prince and princess* will sleep in this town to-night; *the prince* is attended by two men-servants, and *the princess* by three maids. A gentleman and lady walked past my window this morning; did you see *the gentleman and lady ?* What sort of dresses did *the gentleman* and *lady* wear ? Did *the gentleman* seem to be older than *the lady*.

## VOCABULARY TO EXERCISE V.

| | |
|---|---|
| 1. Bush | ઝાડી |
| Rose | ગુલાબ |
| Sweet | ગળ્યું |
| Scent | ખુશબો |
| Full-blown | ખીલેલું |
| Rays | કિરણ |
| Are shaded | ઢંકાયલી છે |
| Cloud | વાદળું |
| Chased | પાછળ પડયા |
| Single | એક |
| Ran up | ચઢી ગઈ |
| Fence | વાડ |
| Jump | કૂદવું |
| Home | ઘર |
| Holidays | રજા |
| Hard work | સખત મહેનત |
| 2. Pen | કલમ |
| Should | જોઇએ |
| To be mended | ઘડાવવું |
| Point | અણી |
| To be broken | ભાગી જવું |
| To fall | પડવું |
| Table | મેજ |
| To fly a kite | પતંગ ઉડાડવી |
| String | દોરી |
| Tied | બાંધેલી |
| Long | લાંબી |
| Brick | ઇંટ |
| Clay | માટી |
| Has been burnt | પકાવવામાં આવી છે. |
| Eight | આઠ |
| Dry | સુકી |
| Airy | હવાદાર |
| 3. To read | વાંચવું |
| Story | વાર્તા |
| Written | લખેલી |
| Plum | આલુ ( બોર ) |
| Sour | ખાટું |
| Ground | જમીન |
| To grow | ઉગવું |
| Rain | વરસાદ |
| Is needed | જરૂરનું છે |
| To be fond of | શોખ હોવો |
| Well-kept | સચવાયલા |
| Beds | ક્યારા |
| To be filled | ભરાવું |
| Flower | ફૂલ |
| 4. Glass | કાચ |
| Useful | ઉપયોગી |
| Admits | આવવા દે છે |
| Light | અજવાળું |
| Shuts out | આવવા દેતો નથી |
| Dust | ધૂળ |
| To fear | બીવું |
| To think | વિચાર કરવો |
| In danger | ભયમાં |
| To sleep | ઊંઘવું |
| To-night | આજ રાત્રે |
| Is attended | ચાકરી કરાયલો છે |

| | | | |
|---|---|---|---|
| To walk | ફરવું | Dress | પોશાક |
| Past | પાસેથી | To wear | પહેરવું |
| Window | બારી | To seem | જણાવું |
| Sort | જાત | Older | વધારે ઉમરનો |

## Chapter V. પ્રકરણ પાંચમું.

### ADJECTIVES. વિશેષણ

1. An Adjective qualifies a noun or pronoun; that is, it adds something to its meaning.

૨. મુખ્ય ચાર રીતથી Adjective કોઈ Noun નો ગુણ બતાવી શકે છે.

( ૧ ) કોઈ માણુસ કે વસ્તુનો quality અથવા ગુણ બતાવવાથી.

( ૨ ) કોઈ વસ્તુનો quantity અથવા પ્રમાણ બતાવવાથી.

( ૩ ) કોઈ માણુસ કે વસ્તુનો number અથવા સંખ્યા બતાવવાથી.

( ૪ ) કોઈ માણુસ કે વસ્તુ તરફ ઇશારો કરવાથી.

§ 1.—ADJECTIVES OF QUALITY.

૩. આ જાતનું Adjective કોઈ માણુસ અથવા વસ્તુના ગુણનું વર્ણન કરે છે; જેમકે,

A brave boy એક બહાદુર છોકરો.

A sick lion એક માંદો સિંહ.

A tame cat એક પાળેલી બિલાડી.

A large field એક મોટું ખેતર.

A little mouse એક નાનો ઉંદર.

અહિંઆં brave થી છોકરાનો ગુણ અને sick થી સિંહની સ્થિતિ દર્શાવાય છે. બાકીનાં વિશેષણોનું પણ એમજ જાણવું.

§ 2.—ADJECTIVES OF QUAN-TI-TY.

૪. આ જાતના Adjective થી પ્રમાણ એટલે ફલાણી વસ્તુ કેટલી લેવામાં આવી છે તે બતાવાય છે.

| | | | |
|---|---|---|---|
| Little | થોડું | No, none | બિલકુલ નહિ |
| Less | વધારે થોડું, ઓછું | Some | કેટલાક |
| Least | સૌથી થોડું | Enough | જોઇએ તેટલું |
| Much | વધારે | Sufficient | પુષ્કળ |
| More | એથી વધારે | All | બધું |
| Most | સૌથી વધારે | Whole | આખું |

He ate much bread.—તેણે ઘણી રોટલી ખાધી.
He ate more bread.—તેણે તેના કરતાં વધારે રોટલી ખાધી.
He ate no bread.—તેણે બિલકુલ રોટલી ખાધી નહિ.
He ate some bread.—તેણે કેટલીક રોટલી ખાધી.
He ate enough bread.—તેણે પૂરતી રોટલી ખાધી.
He ate all the bread.—તેણે બધી રોટલી ખાધી.
He ate a little bread.—તેણે થોડી રોટલી ખાધી.

§ 3.—ADJECTIVES OF NUMBER.

૫. કેટલી વસ્તુઓ છે અથવા તે વસ્તુઓ કયા અનુક્રમમાં છે તે જે Adjectives થી માલમ પડે છે તે Defi-nite Nu-me-rals કહેવાય છે.

જેથી કેટલીક એમ માલમ પડે છે તે Car-di-nals અને જેથી અનુક્રમ માલમ પડે તે Or-di-nals કહેવાય છે.

| *Cardinals.* | | *Ordinals.* | |
|---|---|---|---|
| One | એક | First | પહેલું |
| Two | બે | Second | બીજું |
| Three | ત્રણ | Third | ત્રીજું |
| Four | ચાર | Fourth | ચોથું |
| Five | પાંચ | Fifth | પાંચમું |
| Six | છ | Sixth | છઠું |
| Seven | સાત | Seventh | સાતમું |
| Eight | આઠ | Eighth | આઠમું |
| Nine | નવ | Ninth | નવમું |
| Ten | દસ | Tenth | દસમું |

| | | | |
|---|---|---|---|
| Eleven | અગિઆર | Eleventh | અગિઆરમું |
| Twelve | બાર | Twelfth | બારમું |
| Thirteen | તેર | Thirteenth | તેરમું |
| Fourteen | ચૌદ | Fourteenth | ચૌદમું |
| Fifteen | પંદર | Fifteenth | પંદરમું |
| Sixteen | સોળ | Sixteenth | સોળમું |
| Seventeen | સત્તર | Seventeenth | સત્તરમું |
| Eighteen | અઢાર | Eighteenth | અઢારમું |
| Nineteen | ઓગણીસ | Nineteenth | ઓગણીસમું |
| Twenty | વીસ | Twentieth | વીસમું |

૬. જે Adjectives સંખ્યા તો બતાવે છે પણ ચોકસ સંખ્યા બતાવતાં નથી તે In-def-i-rite numerals કહેવાય છે.

સામાન્ય દાખલાઓ નીચે પ્રમાણેઃ—

| | | | |
|---|---|---|---|
| All | બધા | More | વધારે |
| Some | કોઈ કોઈ | Most | ઘણુંખરા |
| No, none | બિલકુલ નહિ | Several | કેટલાક |
| Many | ઘણું | Sundry | કોઈ એક |
| Few | થોડાં | | |

| | |
|---|---|
| All men are mortal. | બધાં માણસ નશવંત છે. |
| Some men are rich. | કોઈ કોઈ માણસ પૈસાદાર છે. |
| Many men are poor. | ઘણાં માણસ ગરીબ છે. |
| Few men came. | થોડાં માણસ આવ્યાં. |
| More men came to-day than yesterday. | ગઈ કાલ કરતાં આજે વધારે માણસ આવ્યા. |
| Most men must work for their bread. | ઘણાંખરાં માણસોને પોતાના રોટલા માટે મહેનત કરવી પડે છે |
| Several or sundry men came to see me. | કેટલાક અથવા કેટલાએક માણસ મને જોવા આવ્યા. |

§ 4.—DE-MON-STRA-TIVE ADJECTIVES.

૭. આ જાતનાં Adjectives અમુક વસ્તુ તરફ ઇશારો કરે છે; જેમકે,

| | |
|---|---|
| This slate ... | આ સ્લેટ... |
| That slate ... | પેલી સ્લેટ... |
| Those slates... | પેલી સ્લેટો... |

અહિંઆં this શબ્દ કોઈ પાસે પડેલી સ્લેટ દર્શાવે છે, અને that તથા those કોઈ દૂર પડેલી સ્લેટ અથવા સ્લેટો દર્શાવે છે.

૮. જ્યારે Adjective કોઈ ખાસ પ્રાણી અથવા પદાર્થ દર્શાવે છે, ત્યારે તે Definite Demonstrative કહેવાય છે.

અને જ્યારે તે કોઈ ખાસ પ્રાણી કે પદાર્થ દર્શાવતું નથી, ત્યારે તે Indefinite Demonstrative કહેવાય છે.

| *Definite.* | | *Indefinite.* | |
|---|---|---|---|
| The | તે | A, an | એક |
| This | આ | Any | કોઈ |
| That | પેલું | One | એક |
| These | આ ( બ૦ વ૦ ) | Certain | અમુક |
| Those | તેઓ | Some | કોઈ, કંઈક |
| The same | તેજ | Other | બીજું |
| The other | બીજો | Another | બીજું એક |

૯—The ને કોઈવાર Definite article કહે છે, અને a અથવા an ને Indefinite article પણ the તો these, that, this, those, નું ટુંકું રૂપ છે, અને a તથા an પણ one નું ટુંકું રૂપ છે, એટલે કે article જુદી જાતનો Part of Speech નથી.

---

## EXERCISE VI.

### TO POINT OUT ADJECTIVES.

(a.) *Point out all the Adjectives in the following sentences:*

1. The cat is sick and has eaten no mice to-day. There is no health without fresh air and proper food. A cat, as many men say, has nine lives; but I think it has not more than one. All the persons present saw the monkey climb that high tree. Mangoes

are not yet ripe; they have had enough rain, but they want more sun and less wind.

2. Your cow gives several seers of good milk every day; and each person has enough. Most boys go to school when they are seven or eight years of age and some remain at school till they are sixteen or seventeen The twelfth boy in this class has been absent the whole of this week. Many mangoes have dropped on the grass from the same branch.

3. Wheat is dearer in several shops in this town. Few persons were present, but many were asked to come. He did much work and took a high place amongst other boys in the class Every boy had a fair chance of coming out first My son came out first My son came out seventh out of twenty This was not a bad result, nor was it a very good one No other flowers than these will grow in such soil as that

4. Draw up some water with a long rope from that well What is one man's meat is another man's poison. Chalk makes a white line on a black-board, and hence the words written with chalk are not difficult to read. A little water is sufficient for putting out a little fire.

( b ) *Point out the different kinds of Adjectives in the above sentences*

( c ) *Among Demonstrative Adjectives and Adjectives of Number pick out those which are Definite and those which are Indefinite.*

( d ) *Point out the Noun qualified by each Adjective in the above sentences.*

## VOCABULARY TO EXERCISE VI.

| | | | |
|---|---|---|---|
| 1. Sick | માદો | Nine | નવ |
| To eat | ખાવું | Life | જિંદગી |
| Health | તન્દુરસ્તી | To think | વિચાર કરવો |
| Fresh | તાજી | Present | હાજર |
| Air | હવા | Climb | ચઢવું |
| Proper | યોગ્ય | High | ઊંચું |
| Food | ખોરાક | Mango | કેરી |

| | | | |
|---|---|---|---|
| Ripe | પાકી | A fair chance | યોગ્ય તક |
| Enough | પૂરતું | To come out | બહાર નીકળવું |
| To want | જરૂર હોવી | Result | પરિણામ |
| Wind | પવન | Flower | ફૂલ |
| 2. Most | સૌથી વધારે | Soil | જમીન |
| Age | ઉમ્મર | 4. To draw up | ખેંચવું |
| Remain | રહે છે | Well | કુવો |
| Class | વર્ગ | Meat | ખોરાક |
| Absent | ગેરહાજર | Poison | ઝેર |
| Whole | આખુ | Chalk | ખડી |
| Week | અઠવાડીઉં | White | સફેદ |
| To drop | ટપકવું | Line | લીટી |
| Branch | ડાળી | Black | કાળું |
| 3. Wheat | ઘઉં | Board | પાટીઉં |
| Dear | મોઘું | Word | શબ્દ |
| Shop | દુકાન | Difficult | સખત |
| To ask | બોલાવવું | To put out | ઓલવવું |
| Place | નંબર | Fire | આગ |

---

## Chapter VI પ્રકરણ છઠું.

### VERBS ક્રિયાપદ.

1. A Verb is a word by means of which we can say something about a person or thing.

૨. Verb ની મદદથી આપણે ચાર વાતો દર્શાવી શકીએ છીએ.

( *a* ) ફલાણો માણસ અથવા વસ્તુ શી છે, કેવી માલમ પડે છે, અથવા કેવી થઈ જાય છે.

( *b* ) ફલાણી વસ્તુ અથવા માણુસ શું કામ કરે છે.

( *c* ) ફલાણા માણુસ અથવા વસ્તુ ઉપર શું કરવામાં આવે છે.

( *d* ) ફલાણો માણુસ અથવા વસ્તુ કેવી સ્થિતિમાં છે.

( *a* ) Ripe fruit is, or seems or becomes, fit for food.

પાકું ફળ ખાવા લાયક છે, ખાવા લાયક જણાય છે, અથવા ખાવા લાયક થાય છે.

અહિઆં is અથવા seems અથવા becomes શબ્દોથી પાકેલા ફળની કંઈ હકીકત જાણી શકાય છે, એટલે કે તે ખાવા લાયક છે એમ દર્શાવાય છે.

( *b* ) Ram killed a snake.

રામે એક સાપને મારી નાખ્યો.

રામે શું કર્યું તે આ Killed શબ્દ ઉપરથી માલમ પડે છે, એટલે કે તેણે એક સાપને મારી નાખ્યો.

( *c* ) Ten men were killed.

દસ માણસો માર્યા ગયા.

અહિઆં Were killed ઉપરથી એમ માલમ પડે છે કે દસ માણસો ઉપર શું કરવામાં આવ્યું, એટલે કે તેઓ માર્યા ગયા.

( *d* ) The boy feels a pain in his ear.

છોકરાના કાનમાં દરદ થાય છે.

અહિઆં feels થી માલમ પડે છે કે છોકરાની શી સ્થિતિ છે, એટલે કે તેને દરદ થાય છે.

૩. અમુક માણસ અથવા વસ્તુ શું કરે છે તે ક્રિયા દર્શાવનાર Verb ને Active કહે છે; જેમકે,

Ram Killed a snake.

રામે એક સાપને મારી નાખ્યો.

અહિંઆં રામ કંઈ ક્રિયા કરે છે તેથી ક્રિયાપદ Active છે.

૪. અમુક માણસ અથવા વસ્તુ ઉપર શી ક્રિયા કરાય છે તે દર્શાવનાર Verb ને Passive કહે છે, જેમકે,

Ten men were killed.

દસ માણસો માર્યા ગયા.

અહિંઆં માર્યા જવાની ક્રિયા દસ માણસો પર કરવામાં આવે છે, તેથી ક્રિયાપદ Passive છે એમ જાણવું.

૫. Verb ના જે ભાગને છેડે ing અથવા ed અથવા en આવે, તેને Par′-ti-cip-le કહે છે; જેમકે,

| | |
|---|---|
| A fading flower | એક કરમાયલું ફૂલ |
| A fallen tree | એક પડી ગએલું ઝાડ |
| A hunted stag | એક શિકાર કરેલું સાંબર |

૬. જ્યારે ક્રિયાપદની પહેલાં to લગાડવામાં આવે છે ત્યારે તે In-fin′-i-tive કહેવાય છે; જેમકે,

| | |
|---|---|
| To kill | મારી નાખવું |
| To sleep | ઊંઘવું |
| To be killed | માર્યાં જવું |

---

## EXERCISE VII.

### TO POINT OUT VERBS.

*( a ) Point out all the verbs in the following sentences .*

1. Horses eat dried grass. Ripe oranges are sweet They become fit for food when they are ripe Shri Ram told his brother to learn his lesson more perfectly next time. Who broke that window ? I believe, Gopal, you broke it. My watch keeps good time; but yours has stopped, because you did not wind it up last night when you went to bed.

2. I hope you will not compel the teacher to punish you for idleness. The bear and monkey belonging to that juggler play some funny tricks. I suppose he taught them how to play to his music. My mother told me to take this bag of rice to the Buniya's shop and return it, because the quality was not good, and the quantity was not sufficient for the price paid by her.

3. I did what I was told to do; but the bag of rice was not taken back by the Buniya. There lies the faded flower: the stem on which it grew was broken by some one, two days ago. The leaves of the trees have begun to drop off. The ground is covered with fallen leaves and withered blossoms. The poor stag was killed at last by the hunter's dogs.

4. The dogs do not deserve to be shot, because they were taught to kill the animal which their master told them to hunt. Were you bitten by that dog ? Was the dog mad ? If so, you will become mad yourself unless the wound is burnt out at once. Be careful to keep out of the way of mad dogs. They are ready to bite you at any time.

( b ) *Among the Verbs, show which are in the Active voice and which in the Passive; and which are in the Infinitive Mood and which are Participles.*

( c ) *Point out all the Nouns in the above sentences.*

( d ) *Point out all the Pronouns.*

( e ) *Point out all the Adjectives.*

## VOCABULARY TO EXERCISE VII.

1. Dried સુકું
Orange નારંગી
To become થવું
Fit લાયક
To learn શીખવું
Lesson પાઠ
Perfectly સંપૂર્ણ રીતે
Next time બીજી વાર
To break ભાગવું
Window બારી
To believe માનવું
Watch ઘડીઆળ
To keep good time સારી ચાલવી
To stop બંધ પડવું
To wind up કુંચી આપવી
Last night ગઈ રાત્રે
Bed પથારી
2. Hope આશા રાખવી
To compel લાચાર કરવું, ફરજ પાડવી
To punish સજા કરવી
Idleness આળસ
Bear રીંછ
Belong to માલિક થવું
Juggler મદારી
Funny રમુજી
Tricks ખેલ
To suppose ધારવું
Music ગીત
Bag કોથળો
Rice ચોખા
To return પાછું વળવું
Quality જાત
Quantity જથો
Sufficient પુષ્કળ
Price કિંમત
Paid આપેલી
3. To take back પાછું લેવું
To lie પડયા રહેવું
Faded કરમાયલું

| | | | |
|---|---|---|---|
| Stem | પાંખડી | Master | શેઠ |
| To begin | શરૂ કરવું | To hunt | શિકાર કરવો |
| To fall off | ખરી પડવું | To be bitten | કરડાવું |
| To be covered | ઢંકાઈ જવું | Mad | ગાંડો, હડકાયો |
| Fallen | પડેલાં | Wound | ઘા |
| Withered | સુકાયલાં | To be burnt out | ડામ દેવાવો |
| Blossom | ફૂલ | At once | એકદમ |
| Hunter | શિકારી | Careful | હુશિયાર |
| 4. To deserve | લાયક થવું | To keep | રહેવું |
| To be shot | બંદુકથી માર્યા જવું | Out of the way of | છેટા |
| | | Ready | તયાર |

---

## Chapter VII. પ્રકરણ સાતમું.

### ADVERBS. ક્રિયાવિશેષણ અવ્યય

1. An Adverb qualifies a Verb, Adjective, or other Adverb.

An *almost* black snake crept *very quickly* through the grass.

એક લગભગ કાળો સાપ ઘણી ઝડપથી ઘાસમાં થઈને ચાલ્યો ગયો.

અહિઆં almost 'કાળો'નો, quickly 'ચાલ્યો ગયો'નો અને very 'ઝડપથી'નો, ગુણ બતાવે છે.

### (*a*) SIMPLE ADVERBS.

૨. બીજા ઘણા અર્થમાં Adverbs બીજા શબ્દોનો ગુણ બતાવે છે.

(*a*) અમુક કામ કેવી રીતે અથવા કેવી સ્થિતિમાં કરવામાં આવ્યું તે કેટલાક Adverbs થી દર્શાવાય છે—એને Adverbs of Manner કહે છે; જેમકે.

| | |
|---|---|
| He did it *well.* | તેણે તે કામ સારી રીતે કર્યું. |
| He did it *wisely.* | તેણે તે કામ ડહાપણથી કર્યું. |
| He did it *thus.* | તેણે તે કામ આ પ્રમાણે કર્યું. |
| We all did it *alike.* | અમે બધાએ તે એકસરખી રીતે કર્યું. |
| We did it *together.* | અમે તે એકઠાં મળીને કર્યું. |

